# હિંદની ચીત્રકળા અને લીથોગ્રાફી.

લે. [illegible]

મહારાષ્ટ્ર તેમજ તેની સાથે સંબંધ ધરાવતા હરકોઈ પ્રાંતમાં ભાગ્યેજ એવું એકાદ ઘર હશે કે જેના દીવાનખાનામાં રાજા રવીવર્માંના વિવીધ ચીત્રોમાનું એકાદ ચીત્ર ટાંગેલું ન હોય. ચીત્રકાર રાજા રવીવર્માંનુ નામ જગતબત્રીશીએ ચઢી જવાનું એક કારણ એવું છે કે, તેમના ચીત્રોનો અતિ બહોળો ફેલાવ થઇ શકયો છે. આ બાબતમાં તેમનાં જેવા સદભાગ્ય બીજા કોઇ પણ હીંદી ચીત્રકારને લાભ્યા નથી. અને તેથી કરીનેજ રાજા રવીવર્માંનુ નામ નીકળે ત્યારે " તેના જેવો તેજ " એમ કહેવું પડે છે. ગવઇયામાં કીમતખાં, વકતાઓમાં ગોખલે અને રાષ્ટ્રપુરૂષોમાં લોકમાન્ય તીલક, તેમજ ચીત્રકારોમાં રાજા રવીવર્માંનું સ્થાન શ્રેષ્ટ ગણાય છે.

આ શ્રેષ્ટતા જે રાજા રવીવર્માંને લાભી તેના ગમે તે કારણો હશે. છતાં વસ્તુસ્થિતી તેમ છે ખરી. તેમના જેવી અસામાન્ય વ્યક્તિ આપણા દેશમાં થઇ ગઇ અને તેણે મહારાષ્ટ્રીય ચીત્રકળાનો વીચાર કર્યો, તે દેશને તથા વીશેષે મહારાષ્ટ્રને અભીમાન ધરાવવા જેવું છે. આવી વીભુતી પૈદા થાય તે દેશના સદભાગ્ય કહેવાય. પાશ્ચાત્ય લોક આપણે માટે ' કાલા આદમી ' એ સબોધન સ્વેચ્છતાપુર્વક વાપરે છે, ત્યારે આવી અદ્વિતીય વ્યકિતઓથી દેશને ઘણો લાભ મળે છે, કારણ આ વ્યકિતઓ તરફ આંગળી કરી ટીકાકારોને પુછી શકાય છે , લોકમાન્ય તીલક જેવો સર્વોપરી વંદ્ય પુરૂષ તમારામાં કોણ છે ? ગોખલે રવીન્દ્રનાથ જેવી વ્યકિતઓ તમારા દેશમાં કેટલી હશે ? રવીવર્માં જેવા ચીત્રકાર જે સમાજમાં પેદા થાય છે તે સમાજ નાલાયક શી રીતે ગણાય ?

કદાચ એવો જબાબ મળવો સંભવીત છે કે. આવી મહાન વ્યકિતઓ [illegible] કરી સામાન્ય જનતા તરફ નજર કરો, એટલે અમારી ટીકામાનું સત્ય [illegible]રી આવશે. ઉપરટપકે જોતાં આ દલીલ ખરી લાગે તેવી છે. પણ તેથી

આપણી સંસ્કૃતીજ ઓછા દરજ્જાવાળી, અથવા આપણી બુધ્ધીજ હલકી, એમ કહી શકાય તેમ નથી. સુસંસ્કૃતતા હોય કે ઉક્ત વીભુતીઓને શોભે તેવી આખા દેશની સામાજીક પરીસ્થીતી હોય. એ વસ્તુ સંસ્કૃતીની દર્યોતક નથી. દેશના દુર્ભાગ્યથી આવી પડેલી વીશીષ્ટ પરીસ્થીતીનું તે સરળ પરીણામ છે!

એકાદ ઝાડને ઓછાં વધતા ફળ આવે એ તે ઝાડનાં બીજ કે જાત પર આધારી રહેતું નથી પણ તે ઝાડની યોગમ પરીસ્થીતી પર તેનો આધાર રહે છે. જે ઝાડ પર કેરીઓ લટકેલી દેખાય તે આંબો (પછી તે પર ગમે તેટલી હોય); એ જેમ ત્રીકાળાબાધીત સત્ય છે તેજ રીતે ઉક્ત શ્રેષ્ઠવીભુતીઓ જે સમાજમાં પેદા થાય છે તે સમાજ અન્ય કોઈ પણ સમાજ જેટલો શ્રેષ્ઠ ગણી શકાય છે. આ સાદી અને સરળ સવાલ પણ જેનાથી આલેખી શકાતી ન હોય તો બીજાનો બુધ્ધીભેદ કરવાનો તે એક સ્વાર્થી દાવ હોવો જોઈએ.

આપણી અવનતીનો લાભ લઇ પાશ્ચાત્ય અહંકારવાદીઓ ભલ ગમે તે કહે તે પ્રત્યે ધ્યાન ન દેતાં આપણી ઉન્નતી સાધવી એજ આપણું પ્રમુખ કર્તવ્ય છે. ત્યારે અત્રે એવો પ્રશ્ન ઉપસ્થીત થાય છે કે, ચીત્રકળાની ઉન્નતી પ્રત્યે આપણે આપણું કર્તવ્ય અદા કર્યું છે? રાજા રવીવર્માના પ્રયાસ બાદ કરીએ તો આપણે અભીમાન સાથે આનો જવાબ આપી શકીએ તેમ નથી કોઇ કહેશે કે, રાજા રવીવર્મા તો જન્મસીધ્ધ ચીત્રકાર હતા. તેમના જેવો પ્રભુનો પ્રસાદ પામેલો બીજો ચીત્રકાર તેમના પછી નીપજ્યો નહીં તેને કોઈ શું કરે? આ માન્યતા સામે પહેલી દલીલ એ છે કે, આ માન્યતા મુળમાજ ભ્રામક છે. છતાં તે માની લઈએ તોએ એવો સવાલ ઉદ્ભવે છે કે, રાજા રવીવર્માના અવસાન પછી તેમનો જાણે વારસોજ નષ્ટ થયો જેવો લાગે છે તેનું કારણ શું? મોગલ સામ્રાજ્યમા અકબર એ સર્વશ્રેષ્ઠ બાદશાહ થઈ ગયો અથવા ઇંગ્લંડની ગાદીએ મહારાણી વીક્ટોરીઆ એજ સર્વમા શ્રેષ્ઠ સદભાગ્યવાળી રાણી થઇ ગઈ; છતાં મોગલ કે બ્રીટીશ રાષ્ટ્રનો વારસો નષ્ટ થઇ ગયો નથી. કારણ તે બન્નેની આગળ પાછળ ઘણો મોટો ઈતીહાસ રચાએલો છે. જ્યારે આપણે માત્ર રાજા રવીવર્માની ગત કીર્તીનું સ્મરણજ કરતા બેઠા છીએ ઉન્નતીને રસ્તે જનારા દેશનું લક્ષણ આવું ન હોય!

ઉક્ત ઉદગાર વાંચી ચીત્રકાર ભાઇઓની ગેરસમજણ થાય તેવો સંભવ રહે છે. આ ઉદગાર અજ્ઞાનભર્યા છે એમ પણ તેમને લાગશે. પણ વસ્તુસ્થીતી તેવી નથી. રાજા રવીવર્મા પછી તેમનું નામ રાખે તેવા ચીત્રકાર આપણામાં પેદાજ થયા નથી. અથવા આજે હયાત નથી, એવો ઉક્ત વીવેચનનો અર્થ

નથી. તેવા ચીત્રકારો આજે હશે ને ભવીષ્યમાં નીર્માણ પણ થશે. આજની એ ચાર પ્રમુખ ચીત્રકારોના નામ અત્યારે પણ મારી નજર સામે છે. પણ આ ચીત્રકારોની કુશલતાનો સામાન્ય જનતાને શો લાભ ? રાજા રવીવર્મા જે આજે આટલા બધા પંકાઇ રહયા છે તે ઉત્તમ ચીત્રકાર તરીકે નહી પણ પોતાનાં ચીત્ર પ્રગટ કરી તેમણે આધુનીક ચીત્રકળાની સમાજમાં આવક પેદા કરી તથા એક ઉપયોગી ધંધાનો દેશની ઉદયોગીકતામાં ઉમરા કર્યો એમાજ તેમની મોટાઇ ને માન્યતા રહેલી છે.

આપણા દેશને હાલ જે પરતંત્રના ભોગવવી પડે છે તે નષ્ટ કરવા દેશમાં ઊદયોગ ધંધા વધવાની અગત્યતા છે, આ મત હવે સર્વને માન્ય થાય તેમ છે. એટલે ચીત્રકળાની બાબતમાં પણ આપણને આજ રાષ્ટ્રીય ધોરણ નજર સામે રાખી આપણી ઉન્નતી સાધવી રહી.

પ્રાચીન કાળમાં ચીત્રકળાને એક કળાનો આદર્શ એટલાજ પુરતું માન હતું. રાજા રજવાડા તથા શ્રીમાન પુરૂષો વીના ચીત્રકળાનો લાભ સામાન્ય જનતા તે કાળમાં લઈ શકતી નહીં. સુંદર ચીત્રોનાં સંગ્રહ કરવો તે કાળમા સામાન્ય મનુષ્યની શકતી બહારનું હતું. હવે તે કાળ બદલાયો છે. મનુષ્યની બુધ્ધીશકતીએ મુદ્રણ કળાને જન્મ આપ્યો છે.

ફોટોગ્રાફી લીથોગ્રાફી તથા ત્રણરંગની મુદ્રણ પધ્ધતી વગેરે અનેક જાતની શાસ્ત્રીય શોધ આજે મનુષ્યને હસ્તગત થઇ છે, વીવીધ જાતનાં યંત્ર પેદા થયાં છે જેથી રાયથી રંક સુધી હરકોઇ માણસ સુંદર ચીત્રોથી પોતાનો મહેલ કે ઝુંપડી શણગારી શકે છે ને પોત પોતાની હોસ પુરી કરી શકે છે.

લીથોગ્રાફીના કળા ઔદયોગીક ક્ષેત્રમાં પણ મહત્વાનો ભાગ ભજવી શકે છે. બજારમાં જઇ ગમે તે વસ્તુ ખરીદ કરો તો તે પર શોભાયમાન ને ચીત્તાકર્ષક લેબલ લગાડેલું તમારી નજર પડશે. લેબલની મોહકતાજ ગ્રાહકનું ચીત્ત આકર્ષી શકે છે ને તે વસ્તુ ખરીદવાની તેને સહેજે ઇચ્છા થઇ આવે છે. સફાઈદાર પેકીંગ ને આકર્ષક લેબલનાં અભાવે દેશી માલ તરફ ગ્રાહકનું કેવું દુર્લક્ષ હોય છે ને પરદેશી વસ્તુ તરફ તેનું મત કેમ દોરાય છે તેનો અનુભવ લગભગ દરેક માણસને હશેજ. જેથી હાલની જમાનામાં દરેક કારખાનાવાલાએ પોતાનો માલ ગ્રાહકો આગળ રજુ કરતાં પહેલા તેનું પેકીંગ તથા લેબલ એ પ્રત્યે પુરતું ધ્યાન દેવાની અગત્યતા છે. તેમજ વળી પોતાના માલનો પ્રચાર કરવાને અર્થે કેલેંડર્સ, શોકાર્ડસ, પોસ્ટરસ, વગેરે હજારો યુક્તીઓ આજકાલ નીકળી આવી

છે ને તેને અંગે આપણાં દેશમાંથી લાખો રૂપીઆ પરદેશમાં દર વરસે તણાઇ જતા જોવામાં આવે છે. દુનીઆના જુદા જુદા ભાગમા પરદેશી છાપખાના-વાળાઓના એજંટો ફરતા હોય છે. ને તેઓ અહીં લેબલો કેલેંડર્સ, વગેરે માટે આરડરો મેળવી તે પરદેશમાં મોકલાવી આપે છે હવે આપણા દેશમાં લીથો-ગ્રાફીના છાપખાના નથી એમ થોડુંજ છે? તેમની સ્થીતી માત્ર સમાધાન-કારક નથી. લીથોગ્રાફીના છાપખાનાવાળાઓને આકર્ષણ હોય એમ પણ જણાતું નથી. પરદેશી છાપખાનાની જેમ તેઓ સુંદર છપાઇ કરી શકતા નથી. આ સ્થીતીનું કારણ શું હશે? તથા તે સુધારી શકશે કે નહી, તે વીષેનું વીવેચન આગળ ઊપર કરવામા આવશે. અત્રે આ કળાનો આપણા દેશમાનો ઇતીહાસ ટુંકમાં તપાસીએ.

સ્વ. વિષ્ણુશાસ્ત્રી ચીપલુણકર એમણે પુનામાં જે વીવીધ રાષ્ટ્રીય સંસ્થાઓ સ્થાપન કરી તે સંસ્થાઓમાં લીથોગ્રાફીની કળાને ઉત્તેજન આપવાને માટે તેમને ચીત્રશાળાની સ્થાપના કરી. આ ઉપરથી તેમને આ કળા વીષે કેવું મહત્વ લાગતું હતું તે દેખાઈ આવશે. તેમને હાથે સ્થપાએલી બીજી સંસ્થાઓ મુજબ આ ચીત્રશાળાની સ્થીતી પણ ઘણી સારી છે. છતાં તેના મુળ સંસ્થાપકનો આદર્શ તેણે જાળવ્યો હોય એમ કહેવાય તેમ નથી. ચીત્રશાળા સ્થાપન કરવામાં આવી ત્યારે લીથોગ્રાફી ની કળા આ દેશમાં નવી હતી. બાહોશ કારાગરો મેળવવામાં ઘણી મુસ્કેલી પડતી. આજે આઠ દસ રંગોથી જેટલા સુંદર ચીત્રો છાપી શકાય છે તેટલા સુંદર ચીત્રો ત્યારે વીસ પચીસ રંગ બગાડીને પણ છાપી શકાતા નહી. છતાં તેવી સ્થીતીમાં એ ચીત્રકળાના તેના સ્થાપકોએ યોગ્ય પરામર્શ કર્યો ને આગળ ઉપર તે પ્રજાના આદરને પાત્ર ગણાઇ, પણ તે પછી–કારણ ગમે તે હોય છતા ચીત્રકળાની પ્રગતી થવી જોઇતી હતી તેવી થઇ નથી. આમા કદાચ સબળ કારણો પણ હશે. અમારી જાણમાં તે કારણો ન હોવાથી અમે સાપ્રતના ચાલકો સામે દોષારોપ કરવા માગતાં નથી; છતાં વસ્તુસ્થીતીનું દીગ્દર્શન કરતા પ્રસંગસર અપ્રીય વસ્તુ ટાળી શકાતી નથી. આ મુદ્દો અહીં પણ લાગુ પડે છે.

ચીત્રશાળા પછી રાજા રવીવર્માએ લીથોગ્રાફીનો પ્રયોગ આદર્યો ને તેણે આ કળાના ઇતિહાસમાં મહત્વનો પાઠ ભજવ્યો છે તેની જોડ આજ સુધી અન્ય કોઈ પણ લીથો મુદ્રણાલય કરી શક્યું નથી એ પણ ખરૂં છે જયારે રાજા રવી-વર્માની ચીત્રકળાના લઉકીકના મોજા પરદેશને કીનારે જઈ ચઢયાં ને ચીકાગોના પ્રદર્શનમા તેમને સુવર્ણ ચાંદ મેળવાનુ માન મળ્યું ત્યારે આ ઉત્સાહી હીંદી ચીત્રકારે આંટલામાંજ સંતોષ ન માનતાં પોતાના ચીત્રો છાપવાની મહત્વાકાંક્ષાથી પ્રેરાઇ તથા કેટલાક ધનીકોની સહાયતા મેળવી મુંબઇમાં રવીવર્મા પ્રેસ સ્થાપન

કર્યું. નીષ્ણાત જર્મન આરટીસ્ટ તથા પ્રેસમન નોકરીએ રાખ્યા તથા પોતાના ચીત્રો છાપી જાહેરમા મુકયા આજે રાજા રવીવર્માનું નામ જગબત્રીશીએ ચઢી ગયું છે તેનું કારણ આ ખટપટ છે. છતાં આર્થિક દૃષ્ટીએ તે મુદ્રણાલય નફાકારક ન લાગવાથી રાજા રવીવર્માએ તે હાલના જરમન માલેકને ( તેમણે નોકરીએ રાખેલા મુદ્રકને ) વેચી દીધુ એમ કહેવાય છે. તથા તેમના પ્રયાસનાં મધુર ફળ આજના માલેકો ચાખી રહયા છે. આ મુદ્રણાલય જેવી આર્થીક સુસ્થીતી આજનાં બીજાં કોઈ પણ છાપખાનામાં જોવામા આવતી નથી.

આ મુદ્રણાલય એક જરમન ગ્રહસ્થની માલેકાનું થઈ પડવાથી તથા ત્યાર બાદ હીંદી ચીત્રકારોને ત્યા મનાઇ થઇ પડવાથી, જરમને વીણા આપણા ચીત્રકારો મેળવી શકયા નહી.

પણ મરઘાં ઢાંકવાથી કંઈ દીશા ફાટવી થોડીજ અટકાવી શકાય? તેમ થોડા કાળ પછી ઘાટકોપરમા રવીઉદય પ્રેસની સ્થાપના થઇ. તે પછી હાટે, બોલ્ટન, બ્રીટીશ ઈંડીયા, વગેરે ઉચ્ચ પ્રકારનું મુદ્રણ કામ કરણારી સંસ્થાઓ પણ નીકળી આવી. ચાલચાલઉ વ્યાંપારી કામો કરનારાં છાપખાનાઓ મુંબઈ, પુના તથા કલકતામાં શરૂ થયાં. રવી ઉદય તથા હાટે કંપનીઓએ રવીવર્માં મુદ્રણાલયનું અનુકરણ કરી જર્મન કારાગીરો નોકરીએ રાખ્યા. ધીમે ધીમે આ છાપખાનાઓનું ચોકઠું જમવા લાગયું ને ધંધાનું ક્ષેત્ર પણ વધવા લાગયું. આ છાપખાનાઓમાં કામ કરનારા હીંદી કારીગરો નીરીક્ષક બુધ્ધીથી જ્ઞાન મેળવતા હતા. રા. ધનવટે જેવો એકાદ હીંદી કારીગર જરમનીની બરાબરી કરવા સમર્થ થઇ પડયો.

દરમ્યાન છેલ્લું મહાયુદ્ધ ભભુકી ઊઠયું ને જર્મન કારીગરોને કેદ પુરવામાં આવ્યા. જેવી હીંદી કારીગરોને પોતાની કુશલતા દાખવવાનો પુરતો અવસર મળી ગયો. હીંદી કારીગરોને મનાઇ કરનારા રવીવર્માં પ્રેસમાં પણ તેમનું સ્વાગત થવા લાગ્યુ. લડાઈને લીધે દેશી મીલો તથા બીજા કારખાનાઓની ભરભરાટ થવા લાગી. વળી પરદેશમાંથી છપાઇનું કામ આવતું બંદ પડી ગયું. જેથી લીથો છપાઇની માગણી બેસુમાર વધી પડી. હીંદી કારીગરોને આવી સોના જેવી તક મળી એથી બીજુ શું જોઇએ? આ તકનો લાભ લઇ તેમણે પોતાના સંપાદીત કળામાં અનુભવતું જ્ઞાન રેડયું. લડાઈ પહેલાં જે લીથો મુદ્રણાલયમાં છાપવાનુ માત્ર એકાદજ યંત્ર હતું ત્યાં ૧૯૨૨-૨૩ ની સાલમાં પાંચ છ યંત્રો ધડાકાબંધ ચાલતા થઇ ગયા. એટલે આ આઠ દસ વરસોમાં આ ધંધો પાંચ સાત ગણો વધી પડયો. પણ ગાંમઠીયાઓમાં એવી માન્યતા છે કે, એકાદ ઝાડને એકાએક બેહદ ફળોનો

વીપુલ પાક ઉતર તે કંઇક અનીષ્ટતાનું ચીન્હ કહેવાય. આ માન્યતામાં સત્યનો અંશ કેટલા તે કોણ જાણે; પણ લીથોગ્રાફીના ધંધાનો અનુભવ માત્ર આવો અનીષ્ટ ને કડવો છે ખરો !

લડાઇનાં અનુકુળ કાળમાં આ છાપખાનાઓની જે બેહુદ ઉન્નતી થઇ તે ઉન્નતીનાજ ભાવી અનીષ્ટતાનાં બીજ સમાએલા હતાં, ને તેને હવે અંકુર ફુટવાથી અડચણરૂપ થઇ પડયા. આ અંકુરને હવે યોગ્ય રસ્તે ન દોરવામાં આવે તો પરીણામ કેવાં મીઠા આવશે એ આજે કહી શકાય તેમ નથી. તોફાની દરીયામા સપડાએલી નઉકા જેવી આ કળાની આજે સ્થીતી થઇ પડી છે. અથાગ દરીયામાં એકાદ નઉકા પ્રવાસ કરતી હોય ને તેવામા વાદળ જામે, આ સ્થીતી અનુકુળ ધારી નઉકાના ટંડેલને નઉકા જોસભેર હંકારવાનો મોહ થાય ને આખરે વાદળના તોફાનમાં સુકાન અંકુશમાં ન રહેતા પશ્ચાતાપ કરવાનો પ્રસંગ આવે, તેમ આ કળાનુ આજે થઇ પડયું છે. કેમકે યુદ્ધકાળમાં ઉન્નતી થઈ ગઇ તેમ તેમ ધ્યેય દૃષ્ટીનો લોપ થવા લાગ્યો. લેબલ જેવા સાધારણ કામની માંગણી વધી પડવાથી તેજ નફાનો મુખ્ય વીષય થઇ પડયો ને તે પાછળજ નફામાં મળતો પૈસા ખરચી છાપખાના વધારવાની ઇર્ષા પેદા થઇ. ગમે તેવી મોટી મોટી રકમો ખરચી લેબલ છાપવાની યંત્રો ખરીદતાં ભવીષ્યની પરીસ્થીતીનું કોઈને ભાન ન રહયું. જેથી આજે આ વધી પડેલા યંત્રને પુરતું કામ કયાંથી મેળવવું એની પંચાત આવી પડે છે ! પરીણામમાં કામ મેળવવાને માટે ભાવ ઉતારી હરીફાઇમાં ઉતરવું પડયુ. લડાઇ પહેલાં જે લેબલોના ભાવ દર હજારે ૧૫ રૂ. જેટલો હતો તેને બદલે આજે ચાર પાંચ રૂપીયા ઉપજવા લાગ્યા. જે પરવડે તેમ ન હોવાથી હલકા કાગળ ને રંગ વાપરી કામ પણ હલકી જાતનું કરવા તરફ પ્રવૃતી વધી પડી. એટલે કામ ખરાબ ઉતરવા લાગયું ને ગ્રાહકો નાખુષ થવા લાગ્યા ! મજુરી યોગ્ય ન મળવાથી કામદારો નાખુષ ! લડાઇના સંજોગોમાં જે હદ વગેરેની મુડી રોકવામાં આવી તેજ આજે વ્યાજના રૂપમાં આખો નફો ખાઈ જાય છે ! જેથી મોટાં મોટાં કારખાનાં પણ આજે શરપંજર પર મૃત્યુવશ થઇ પડયાં છે ! વળી જેમણે પોતાના ધંધાની દુનીયાંમાં સામ્રાજ્યસત્તા સ્થાપવાના લોભને વશ થઇ બીજાઓની સ્થીતી વધુને વધુ વીકટ કરી રહયા છે. મુંડીને લીધે હરીફાઈમાં ઉતરી તથા ભાવ ઉતારી મુકી આ મુડીવાદી વ્યાપારીઓએ આખું છપાઇનું કામ હસ્તગત કરી લીધાથી તેમના છાપખાનાં ધમધોકાર ચાલુ હશે. છતા તેને ઉન્નતીનું લક્ષણ ગણવું મુર્ખાઇ ભરેલુ છે, ખરી ઉન્નતી તો ત્યારે હોય કે જ્યારે કામ કળાની દૃષ્ટીએ મોહક ને આર્થીક દૃષ્ટીએ લાભકારક થતું હોય. પરંતુ, હાલની સ્થીતી આથી તદન ઉલટી છે. લડાઇના સમયની સરખામણીમાં

હાલનાં ચીત્રો ઉતરતાં ને રાશી હોય છે. વળી આર્થીકતા પણ કેટલે દરજ્જે અનુકુળ હશે તે કોણ જાણે.

સ્પર્ધાની અનીષ્ટ વળણને લીધે કારીગરોને પુરી મજુરી આપવાનું પાલવતું નથી. જેથી તે વર્ગમાં તીવ્ર અસંતોષ ફેલાતો હોઇ તેની અસર કામ પર થઇ રહી છે. આ સ્થીતી મુદ્રકોને માટે ભુષણરૂપ તો નથીજ પણ વળી તેમના સામ્રાજ્ય લાલસાને લીધે કારીગરોની કુશલતાને હાની પહોંચી રહી છે, એ રાષ્ટ્રીય દૃષ્ટીએ પણ ન ઇચ્છા જેવું છે. લડાઇના અવસરમા જર્મન કારીગરો પકડાઇ ગયા ત્યારે તેમની ઉણપ ભરી કાઢવા હીંદી કારીગરો હોસપૂર્વક આગળ પડતો ભાગ લેતા ગયા. તેમણે પારકા કારીગરોની જરાબ ખોટ ન જણાવા દેતા અમારામા પણ કઇંક કર્તબગારી છે એ જગતને સીધ્ધ કરી બતાવ્યું તથા પોતાની કળા–વીષયક ઉન્નતી સાધી બીજા કારીગરો પેદા કર્યા. આ કારીગરોના અવસ્થા ' ગરજ સરી ને વઇદ વેરી ' જેવી થઇ પડી છે ! પગાર પરવડતો નથી એવી સબબપર તેમને રજા આપી અર્ધ શીક્ષીતો પાસેથી કામ લેવાની પ્રવૃત્તી વધી પડી. જેથી ઉચ્ચ કારીગરો બેકાર થઇ પડયા. જેઓ ૧૯૨૪ ની સાલ સુધી બેસો ચારસો રૂપીયા મેળવી શકતા હતા તેમને આજે હાથ પગ જોડી ઘેર બેસી રહેવું પડે છે, અથવા ઉમેદવારો મુજબ સો–પચાસ રૂપીયા પર કામ કરવું પડે છે. પણ ઘણે ભાગે બેકારીજ ખરી ! કેમકે નવા ઉમેદવારોને પગારે તમે કામ કરો એમ તેમને કહેવાની માલેકોને શરમ લાગતી હોવાથી શું કરીએ, સમય ઘણો વીકટ આવી પડયો છે વગેરે રડકથા સાંભળાવી તેમને નાળીએર આપી વીદાય કરે છે. છતાં સ્વમાન ત્યજી કોઇ માલેક આપે તે પગાર પર કામ કરવા તઇયાર થાય ( અને હાલ આવા બનાવ બની રહયા છે. ) તો બે તેમન હાથે કેવું સુંદર કામ થતું હશે ! માલેક તેણનું આજનું કામ તેમનાં પહેલાંના કામ સાથે સરખાવી તેમને સકત ઠપકો આપે ત્યારે તેમની કેવી મનોદશા થતી હશે ? અભાગી બીચારા !

આમ એક ઉત્કૃષ્ટ કળાનો લોપ થાય એ રાષ્ટ્રીય હાની નથી એમ કોણ કહી શકશે ? ખેર, આ ધંધો થોડે પઈસે થાય તેવો ન હોવાથી કોઇ કારીગર પોતાનું કારખાનું ખોલવાની હીંમત કરી શકતો નથી. જેવી જેમણે આવા સાહસ ખેડયાં તેઓ હરીફાઈ સામે નીષ્ફળ નીવડયા હોય તો તેમાં નવાઈ શી ?

પાશ્ચીમાત્યોની સરખામણીમાં આપણે હજી ઘણા પછાત છીએ. ધારોએ કે, આપણામાં સો માઇલનું અંતર છે. તો તે આજની સ્થીતીમાં કેમ કાપી

શકશે ? કંઇક સાહસ ખેડવાનો વીચાર કરીએ તો આપણા પગ મુળમાંજ કપાય છે. અટલે પછી આ પછાત પડતી સ્થીતી નષ્ટ ન કરી શકાય તો તે દોષ કોને માથે ? કારીગરોની હીંદુતાનો આ દોષ નથી. આ દોષ તો તેમને છે કે જેઓ આવા કુમળાં અંકુર ફુટે ન ફુટે તેટલામાજ કાપી નાખે છે. એ વીશેનું ઓછાપણુ દેશને માથે છે ને તેથી દેશ આ પરીસ્થીતીનો વીચાર કરવાનો છે.

આજે બેકાર બનેલા કારીગરોએ પોતાના તપ, દોઢતપના અનુભવ પર પાણી મુકવું ? આમ કરવું એ યોગ્ય ગણાય નહી ઉદ્યમાન દેશના કારીગરોને આવું વર્તન શોભે નહી. છાપખાનાવાળા આ પ્રશ્નનો ભલે વીચાર કરે કે ન કરે, કારીગરોએ તેનો પૂર્ણ વીચાર કરવો જોઇએ, કેમકે તેઓ તો માત્ર કારખાનાના માલેકો છે, કળાના નહી. કળાના ખરાં માલેક કારીગરો છે, તેમની કુશળતા પરજ રાષ્ટ્રની પ્રતીષ્ટા અવલંબી રહે છે; જેથી તેમને પોતાની પ્યારી કળા વીશે અભીમાન હોય તો તેમણે આમ હતાશ થઈ બેસી ન રહેતાં ધૈર્ય પૂર્વક કંઈક રચનાત્મક કાર્ય કરી દાખવાનું જોઇએ. હાલના સંકટો, ઇશ્વરી આદર્શરૂપ છે. આપને ઉંઘમાથી જગાડવા પરમાત્માએ મોકલેલા તે દુત આપણને ગંભીર વાણીથી જાગ્રત કરેછે કે, ઉઠો, જાગ્રત થાઓ અને કામે વળગો. સમાધાનની વાત એ છે કે, આવા જાગ્રતતીવાન વીચારો ઉત્પન્ન થવાથી કેટલાક અનુભવી અને ઉત્કૃષ્ઠ કળાવાન કારીગરોએ એક યોજના ઘડી કાઢી છે. આમાં દેશ તરફથી આર્થીક મદદની તેઓએ પેક્ષા જરાખી હોય તો તે વાસ્તવીકજ છે.

આ યોજના વ્યાવહારીક દ્રષ્ટીએ સફળ થઇ શકે કે કેમ તેનો વીચાર કરવો જોઇએ. લીથો મુદ્રણની ધંધાનું ક્ષેત્ર છાપખાનાવાળાઓ માને છે તેમ સંકુચીત નથી. તે ઘણા વીસ્તારવાળું ને ફળદરૂપ છે. હાલનુ ક્ષેત્ર તો માત્ર ભાગોળની પડતર જમીન રૂપ છે ને તેણે આપણને છેલ્લા દસબાર વરષોમાં સારો પાક આપ્યો છે. છતા ખરા ફળદરૂપ ક્ષેત્રતરફ દુર્લક્ષ કરવામાં આવ્યું છે ને પડતર જમીન પર હરીફાઇ શરૂ કરવામાં આવી છે. આપણને આ ક્ષેત્ર છોડી દઇ ખરું ફળદરૂપ ક્ષેત્ર કે જે આજે પડતર તરીકે બાજુએ પડી રહયું છે તે હાથ કરવાનું છે. આમાં દેશની સહાયતા મેળવી શકાય તો કારીગરોની કળા આજની માફક કાપડના તાકા પર લેબલના રૂપમાંજ પડી ન રહેતાં તે દરેક હીંદીવાનના ઘરમાં પ્રવેશ કરી શકશે . ચીત્રો, કેલેંડરો, શોકાર્ડસ વગેરેને બહાને આપણા લાખો રૂપીયા પરદેશમાં ઘસડાઇ જાય છે. આ પ્રવાહ થોભાવી આજે પારકાનાં હાથમાં જઇ પેઠેલું આપણું અઉદયોગીક ક્ષેત્ર આપણે હસ્તગત કરી લેવું હોય તો લીથોઆર્ટ પ્રત્યે પ્રથમ ધ્યાન આપવું જોઈએ.

 

સ્વ. રાજા રવીવર્માં પછી આ કળાની ઉન્નતી વીષે કોઈએ સચોટ પ્રયાસો કર્યાં નથી. જે જુજજાજ પ્રયાસો શરૂ કરવામાં આવ્યા તે ઉક્ત કારણોને લીધે હાસ્યાસ્પદ થઇ પડયા. આ વીધાન વીષે કોઇને શક હોય તો તેમણે ગજા રવીવર્માં નાં પહેલાના ચીત્રો તથા આજે બજારમા દેખાતા પઇસાના પચીસ ચીત્રો, એ બે સરખાવી જેવાં એવી અમારી ભલામણ છે. અપવાદ રૂપે એકાદ સારૂં ચીત્ર બહાર પડે તો તેને માટે બજારમા મોટી માંગણી ઉપજે છે ને એકજ વરસમાં તેની ચાર પાંચ આવૃત્તીઓ નીકળી શકે છે એવો અમારો જાતી અનુભવ છે.

કેલેંડર માટે પણ આજ દલીલ રજુ કરી શકાય તેમ છે. કેલેડરને માટે યોગ્ય સ્વદેશી ચીત્રોનો અભાવ હોવાથી વ્યાપારીઓને પરદેશી ચીત્રો પર આધારી રહેવું પડે છે. પરંતુ જો આપણા દેશમા ઉતમ ચીત્રો પેદા થાય તો તેને બદલે જાણીજોઇને વીલાયતી ચીત્રો લેનાર દેશદ્રોહી ચાલુ કાળમા કોઇ હોય એમ લાગતું નથી. સ્વદેશ વીષે આદર રાખનારો તો તેમ નજ કરે.

મહારાષ્ટ્રીય તેમજ ગુજરાથી, મદ્રાસી, બગાળી અને હીંદુસ્થાની પ્રજાની આવડત ધ્યાનમા લઈ તે તે સમાજને પસંદ પડે તેવા પહેરવેશ તથા સીનસીનારી ના ચીત્રો જો આપણે પ્રગટ કરતાં થઈએ તો ઉપલા દરેક પ્રાંતમા આપણે ગમે તેવું વીસ્તારવાળું અનુકુળ ક્ષેત્ર નીર્માણ કરી શકીશું. આવુ મોટું ક્ષેત્ર આપણે હજી નીહાળીજ શકયા નથી ને તે દીશામાં પ્રયત્ન સરખોએ કર્યાં નથી એ ખરેખર નવાઇ જેવુ છે. આ ધંધામાંના કેટલાગ પ્રથમ પંકતીના કારીગરોએ આ સવાલ હવે ઉપાડી લીધો છે ને તે માટે એક યોજના ઘડી તે જાહેર પ્રજા આગળ રજુ કરવાની તેમની કોશીષ છે. આ યોજના પ્રજા વધાવી લેશે એવી આશા છે.

ઉન્નતીને પથે ચઢેલા રાષ્ટ્ર આગળ આવી જેટલી યોજના રજુ થાય તેટલી જોઇએજ છે, ને તે સર્વેને આવકારદાયક છે, એટલે ચીત્ર જેવી લલીતકળા જેવી ઉપયોગી યોજના પ્રજા કાં ન વધાવી લે ? રાજા રવીવર્માંની લાયકાતવાળા ચીત્ર-કારો આપણા દેશમા પેદા થાય, અને તેમની કદર થાય એમાજ દેશની મહન્તા રહેલી છે. આ યોજના સફળ થાય તો છાપખાનાંઓ પર તેની સારી અસર થયા વીના રહે નહીં કે જેથી અઉદયોગીક ધંધામાંની સાપ્રતની અવ્યવસ્થા નષ્ટ થઇ આ ધંધો ઉન્નતી પામેશે !

॥ અવિઘ્નમસ્તુ ॥

---

## આપની સમક્ષ રજુ કરવામાં આવતી યોજનાનું

## સામાન્ય દિગ્દર્શન.



નામખા સંસ્થાનું નામ 'ધી ઇન્ડીયન આર્ટ પ્રિંટિંગ અને પબ્લી-
'શીંગ કુંપની' રાખવું.

ઉદ્દેશહિંદની ચીત્રકળાની ખીલવણી તથા તેનો સર્વત્ર પ્રચાર

શોખની મુડી.—સંસ્થાના નિયોજીત થાપણ ૫૦૦૦૦૦ પાચ લાખ રૂ. હશે અને તે એક સો રૂપીયાનું શેર મુજબ ૫૦૦૦ પાંચ હજાર શેઅરમાં વેચાએલું છે. એ શેઅરો ચાર અથવા પાચ હપ્તાથી વસુલ કરવામા આવશે.

કા ,|સ્થાના ઉદ્દેશના મુજબ એક આદર્શવત લીથોગ્રાફીક છાપખાનું સ્થાપન ત્રો. તથા દરેક પ્રાંતના પ્રાંતિકતા નથી આવડ ધ્યાનમા લઇ તેમુજબના સુદર ત્રો, કેલેંડરો, પૂજ્ય ધર્મસ્થળો તથા કુદરતના સુંદરતા વગેરેનુ ચિત્ર સાહિત્ય પવું. ધ્યેયને અનુસરતા થઇ પડે તેવા વ્યાપારી કામો પણ પરવડે તો પવા. યોજનાના મુખ્ય હેતુ આ છે. બાકીના હેતુઓ બીજા લીમીટેડ ાનીઓ પ્રમાણેજ રહેશે.

.ની અનુકુલતાને લીધે સફળતા વિષે અમને વિશ્વાસ રહેછે.

જે સિદ્ધાંત પર આ સંસ્થા સ્થાપન કરવામાં આવી છે તે સિદ્ધાંતોપર કામ કરનારી અન્ય સંસ્થા દેશમાં એકે નથી.

આવા મોટા ભરતખંડ દેશમાં આ સિદ્ધાંતપર સ્થાપેલી સંસ્થા ચાલશે નહી એમ અમો માની શકતા નથી.

સાથેના નિબંધમાં વર્ણવ્યા મુજબ લાખો રૂપીયાનો પરદેશી માલ આપણા દેશમાં ખપી રહ્યા છે. તો પછી સ્વદેશી માલ કેમ ન ખપે હાલનો પ્રજામત ધારણ કરતાં, એક કારખાનામાં પેદા થતા માલને બજાર ન મળે એમ અમો માનતા નથી.

(૪) આ ધંધામાંના દરેક નિષ્ણાત કારીગરોની અમો સહાનુભુતિ મેળવી છે.

(૫) આ સંસ્થાના અધિકારીઓ પહેલા દરજ્જાના કારીગરો છે તેમજ લાંબો અનુભવ ધરાવે છે

(૬) હાલ મંદી હોવાથી થોડી મુંડીમા આ ખાતુ ખોલી શકાય તેમ મંદીમા કારખાનું ખોલી તેજીમા તેનો લાભ ખેડવો એ વ્યાપારી, સિદ્ધાંત છે.

ઉપલા સંજોગોને લીધે સફલતા વિષે અમોને તો ખાત્રીજ રહે છે.

આજકાલ પ્રજાને લીમીટેડ કંપનીઓમા વિશ્વાસ નથી એ અમે જાણી છીએ. છતા એ નવા ધંધાને આજનો કાળજ અતિ અનુકુળ છે ! અમો આ કામ માટે બહાર પડીએ છીએ. આખી દુનીઆ લુચ્ચા લોકો, વસેલી છે એમ માનીએ તો ઉન્નતી કદાજ થઈ શકે નહી. એ ત સર્વેએ ધ્યાનમા રાખવી જોઇએ.

ભાગીદારોને ઓછામા ઓછા આઠ ટકા જેટલુ વ્યાજ ન આપી...ય ત્યાં સુધી મેનેજીંગ એજન્ટો કમીશન લેશે નહી એવી વ્યવસ્ શકાય તેમ છે. જેથી આ સાહસમા આપ મદદ આપશો આશા છે

લોકમતનો અનુભવ કર્યા પછીજ આ કામ હાથ ધરવામાં આવશે આ સાથે જોડેલા ફાર્મ ભરી અમારી પર મોકલી આપશો તો અનુભવ સુલભ થઇ પડશે

આપના કૃપાભિલાષી.

**મોરેશ્વર ગણેશ સાઠે અને તેમના સહકારીઓ,**

ડોંગરે બાગ, દાદર, મુંબઈ